# શકુન્તલા.



રચનાર,

સ્વ૦ રતિલાલ બ્રિજલાલ મજમુદાર.



પ્રસિદ્ધ કરનાર,

મગનલાલ નવનીતરામ દિવાન.

આ પુસ્તક મુંબાઈ સરકારના કેળવણીખાતાએ ઈનામ માટે મંજુર કર્યું છે.

# શકુન્તલા.

રચનાર,

સ્વ૦ રતિલાલ બ્રિજલાલ મજમુદાર.
બેરિસ્ટર-એટ-લૉ.

("સાહસ સંગ્રહ" વિગેરેના કર્ત્તા.)

પ્રસિદ્ધ કરનાર,
મગનલાલ નવનીતરામ દિવાન.
૩૯, અમૃતવાડી-ગીરગામ બૅકરોડ મુંબઈ નં. ૪.

આવૃત્તિ પાંચમી.



મુંબઈ:—"તત્ત્વવિવેચક" પ્રેસ.
સને ૧૯૧૯.

કીં. રૂ. ૦-૩-૦.

# DEDICATED

TO

My late lamented worthy FATHER
in memory of the filial affection
and regard entertained towards
him by me, his dutiful
son, the AUTHOR.

મારા

તીર્થરૂપ પૂજ્ય સ્વર્ગવાસી પિતા જેમને માટે
મને ઘણો પ્યાર હતો, તેમની યાદગિરી
કાયમ રાખવાને હું, તેમનો આ-
જ્ઞાંકિત પુત્ર, આ મારૂં લઘુ
પુસ્તક તેમને અર્પણ
કરૂં છું.

# INTRODUCTION.

The original Sanskrit Drama of Sakuntala was composed by our great poet Kalidas,, the Indian Shakespeare, which was then translated into English by Sir W. Jones, Prof. Monier Williams &c. and rendered into Gujrati in a flourishing style in prose and verse by the Hon'ble Zaverilal Umiashunker Yajnik and R. S. Pranjivandas Khakhar. To these our late lamented Kavi Narmadashunker Lalshunker made an addition by publishing the same concisely in the form of verse.

It is needless for me to speak here of the merits of this play as these have found and do find an increasing circle of admirers in India and abroad.

There is hardly any play from our Sanskrit language which is so well spoken of as this and the fact that it has been translated into English, French, German, Italian, Danish and other languages of Europe, as also into Bengali, Gujrati, Marathi, Tamil and other spoken languages of India is sufficient to testify to its worth and to the great interest felt in it by almost all the civilized nations of the world.

I may add that a short sketch of the above play was published in the Journal of the National Indian Association under the heading of the "Legends of Sakuntala" which I was advised by my friend Mr. Madanlal L. Munsiff to render into Gujrati and publish in the form of a little brochure *at a nominal price*, so as to be within easy reach of all. The friend having kindly secured me permission for translating the same from the Hony. Secy. of the Association, Miss E. A. Manning, I have ventured to publish this little volume under the title of "Sakuntala",. I had to make certain alterations from the original in my rendering, and add some extracts from the text of the Hon'ble Z. U. Yajnik by his kind permission. For these acts of favour I take this opportunity of expressing my thanks to Miss E. A. Manning, the Hon'ble Z. U. Yajnik and Mr. M. L. Munsiff.

R. B. M.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

અભિજ્ઞાન શકુન્તલાનું નાટક સંસ્કૃત ભાષામાં મહાન કવિ કાળીદાસે રચેલું છે. તે પરથી અંગ્રેજીમાં સર વિલ્યમ જોન્સ, પ્રોફેસર મોનીઅર વિલ્યમ્સ વિગેરેએ તરજુમા કરેલા છે. આપણી ગુજરાતી ભાષામાં આજ દિન સુધીમાં ગદ્યપદ્યમાં બે ગૃહસ્થો—ઓનરેબલ ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક તથા રા. સા. પ્રાણજીવનદાસ ખખ્ખર—ને હાથે રચાયલા છે, તેમજ આપણા મરહુમ કવિ નર્મદાશંકર લાલશંકરે પણ એ ગ્રંથ પદ્યમાં રચી પ્રગટ કર્યો છે. એ નાટક આપણા હિંદુસ્તાનની તેમજ બીજી ભાષાઓમાં એટલું બધું પ્રસિદ્ધિ પામેલું છે કે તે વિશે વિશેષ વિવેચન કરવા કરતાં એટલુંજ કહેવું બસ થશે કે આપણી સંસ્કૃત ભાષાનો એવો કોઈ પણ ગ્રંથ નથી કે જેના અંગ્રેજી, ફ્રેંચ, જરમન વિગેરે યુરોપની તેમજ હિંદુસ્તાનમાં બોલાતી બંગાળી, મરાઠી, ગુજરાતી વિગેરે જૂદી જૂદી ભાષાઓમાં તરજુમા થયા ન હોય; એટલુંજ નહીં પણ એ નાટક સાધારણ પ્રજામાં પણ એટલું બધું આવકારદાયક થઈ પડયું છે કે તેના ગુજરાતી તથા મરાઠી ભાષામાં નાટકરૂપી ખેલો ભજવાતા આપણે જોઇએ છીએ.

આ નાટકનો ટુંક સાર ઇંગ્લંડમાં નીકળતાં "ધી જર્નલ ઓફ ધી નેશનલ ઈન્ડિએન એસોસીઅશન"માં અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયલો તેપરથી એવું એક જૂજ કિમ્મતનું નાનું પુસ્તક આપણા ગુજરાતી વાંચકવર્ગને માટે તૈયાર કરવાની મારા મિત્ર રા. ભાઈ મદનલાલ લલ્લુભાઈ મુનસીફે ભલામણ કરી તે સભાના તંત્રી "મીસ મેનીંગ"ની પરવાનગી મેળવી આપવાથી મેં એ રચીને "શકુન્તલા"ને નામે બહાર પાડયું છે.

એની અંદર મારે મૂળ રચનામાં (પ્રસંગોપાત) સમયાનુસાર ફેરફાર કરવા પાડયા છે. તેમજ તેમાં ધી ઓનરેબલ રા. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકના "અભિજ્ઞાન શાકુન્તલ નાટક"માંથી કંઈક ભાગ તેમની પરવાનગીથી લઈ ઉમેરવાની જરૂર પડી છે, તે માટે એ ગ્રહસ્થનો તેમજ મીસ મેનીંગ અને રા. ભાઈ મદનલાલનો અત્રે હું ઉપકાર માનું છું.

ર. બ્રિ. મ.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

સ્વર્ગવાસી રતિલાલ બ્રિજલાલ મજમુદારે આ પુસ્તકની પહેલી આવૃત્તિ ઈ. સ. ૧૮૯૩ ના વર્ષમાં બહાર પાડી હતી. આ પુસ્તકની સઘળી કોપીઓ ઘણાં વર્ષો થયાં ખપી ગયેલી હતી. અત્યાર સુધી આ પુસ્તકની થયેલી માગણી ઉપરથી સમજી શકાય છે કે આ પુસ્તક લોકપ્રિય થયું છે. નવી વાંચનમાળામાં શકુન્તલા વિષે પાઠો હોવાથી આ પુસ્તકની ઉપયોગીતામાં વધારો થયો છે, અને વિદ્યાર્થીઓમાં તથા શિક્ષકોમાં આ પુસ્તક એક સરખું પ્રિય થઈ પડયું છે; તેથી કરીને મરહુમ મી. રતિલાલને આ પુસ્તક ફરીથી છપાવવાની ખાસ ઈચ્છા હતી. પણ ઈશ્વર ઈચ્છા એથી ઉલટી હશે. તેથી તેઓ શ્રી આ પુસ્તકની બીજી આવૃત્તિ જોવાને ભાગ્યશાળી થયા નહીં, એઓના સ્વર્ગવાસ પછી પણ કેટલીક અનિવાર્ય અડચણોને લીધે આ પુસ્તક જલદીથી છપાવવાનું બની શકયું નથી તે માટે વાંચકોની અમો દરગુજર ચાહીએ છીએ. કેટલાક મિત્રોની ઇચ્છાને અનુસરીને અને આ પુસ્તકને વધારે લોકપ્રિય બનાવાના હેતુથી આ પુસ્તકની મૂળ કિંમત ચાર આના ઘટાડીને ત્રણ આના રાખી છે. આશા છે કે ગુજરાતી વાંચકવર્ગ તેનો યોગ્ય સત્કાર કરશે.

આ બીજી આવૃત્તિમાં મૂળ પુસ્તકને અનુસરીને ઘટતો સુધારોવધારો કરવામાં આવ્યો છે, અને જુની પ્રતનાં છેલ્લાં ત્રણ પૃષ્ટો તદન નવાં લખવામાં આવ્યાં છે.

આ પુસ્તકમાં પોતાના ચિત્રોના બ્લોક વાપરવા દેવાની શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીએ રજા આપેલી છે, તેને માટે તેઓ સાહેબનો તથા લક્ષ્મી આર્ટ પ્રિન્ટીંગ પ્રેસના મેનેજર રા. બળવંતરાવ બી. ત્રિવેદીનો આભાર માનવામાં આવે છે.

મુંબઈ, તા૦ ૧-૯-૧૨. પ્રસિદ્ધકર્ત્તા.

---

"Let every man be occupied and occupied in the highest employment of which his nature is capable and die with the consciousness that he has done his best."

Sidney Smith.

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

ભાષાન્તર અથવા અનુકરણ કરવામાં મૂળ વસ્તુનું ગૌરવ સાચવી શકાતું નથી એવો દોષભય સામાન્યપણે રહે છે. પરંતુ બીજી આવૃત્તિની બધી પ્રતો અલ્પ સમયમાં ખપી ગઈ છે એ સાબિત કરી આપે છે કે મહાકવિ કાલીદાસના અતિપ્રિય થઈ પડેલાં "અભિજ્ઞાન શાકુન્તલ" એ નાટકને સંક્ષિપ્તમાં લાવતાં અને લેખક કેટલાક અંશે એ ભયમાંથી મુક્ત છે અને તેથી અમને આ ત્રીજી આવૃત્તિ બહાર પાડતાં અતિ હર્ષ થાય એ સ્વાભાવિકજ છે.

કેટલાક ઉદાર ગ્રહસ્થોએ આ પુસ્તકની સામટી પ્રતો લઈ ઈનામ તરીકે વહેંચી જનસમાજને લાભ કર્યો છે, તે સખી ગ્રહસ્થોનો આભાર માનતાં અમને જણાવવું પડે છે કે જે હેતુથી આ પુસ્તકની કિંમત જુજ રાખવામાં આવી છે તે હેતુમાં પણ અમે ફલીભૂત થયા છીએ.

આ ત્રીજી આવૃત્તિમાં પણ કેટલેક સ્થળે જુજ ફેરફાર કર્યો છે. વળી આદિમાં સ્વ૦ રતિલાલ બ્રિજલાલ મજમુદાર–આ પુસ્તકના લેખકનું ટુંક પણ આદર્શરૂપ જીવન દાખલ કર્યું છે; છતાં કિંમતમાં કશો પણ ફેરફાર કર્યો નથી.

ઇચ્છીએ છીએ કે આ પ્રિય થઈ પડેલું પુસ્તક પ્રિયતર બને.

રામનવમી, ૧૯૬૯.
તા૦ ૧૫–૪–૧૯૧૩. } પ્રકટકર્ત્તા.

---

## સ્વ૦ રતિલાલ બ્રિજલાલ મજમુદારનું

# સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

આ પુસ્તકના લેખક સ્વ૦ રતિલાલ સાહસિક વૃત્તિથી સ્વાશ્રયે આગળ વધી લોકકલ્યાણમાં ભાગ લેનારા પુરૂષોમાંના એક હતા. તેમનો જન્મ સુરતમાં કાયસ્થ જ્ઞાતિના એક ખાનદાન મજમુદાર કુટુંબમાં રા. બ્રિજલાલને ત્યાં તા૦ ૨૩–૨–૯૩ ના રોજ ત્રીજા ફરજંદ તરીકે થયો હતો. મુખમુદ્રા પ્રતિભાશાળી તથા આકર્ષક હતી. સમાન વયમાં બાળકો સાથની તેમની બાળચેષ્ટામાં બારીકીથી જોનારને કાંઈક અસ્વભાવિક પણ મોહક તેજસ્વિતા જણાતી હતી. વિદ્યાર્થી અવસ્થામાં પણ વિદ્યાના ઝળ-



રતિલાલ બી. મજમુદાર,

બાર-એટ-લૉ.

જન્મ,
તા. ૨૩-૨-૧૮૬૩.

મૃત્યુ,
તા. ૮-૧-૧૯૦૯.

હળાટ કરતાં સમયસૂચકતા તથા કાર્યદક્ષતાથી શિક્ષક વર્ગનાં ચિત્ત પોતાના તરફ આકર્ષી લેવામાં તે એક્કા હતા.

"ધારેલું કાર્ય પાર પાડવુંજ" એ તેમનું સૂત્ર હતું. એ સૂત્રને આધારેજ તેમણે પોતાના જીવનને ઉચ્ચ સ્થિતિપર લાવી મૂક્યું. પિતાની દ્રવ્યસ્થિતિ સાધારણ હતી, જેથી સને ૧૮૮૨ ની સાલમાં મેટ્રિક થયા પછી એક વર્ષ પ્રીવીઅસ કલાસમાં ગાળી નોકરી શોધવાની તેમને ફરજ પડી. વલસાડ, અંકલેશ્વર, રાંદેર વિગેરે સ્થળે અંગ્રેજી નિશાળમાં આસિ૦ માસ્તર તરીકે સારી નોકરી કરી, પોતાના ઉપરીઓને સંતોષ આપ્યો. એટલુંજ નહિ, પણ પોતાને માટે જે ક્ષેત્ર નિર્માણ થયું હતું તે ક્ષેત્રના અધિકારિઓ જેવા કે મેજીસ્ટ્રેટ, પોલીટીકલ એજંટ, કલેકટર વિગેરેનાં સહવાસમાં આવી તેમની પ્રીતિ સંપાદન કરી હતી. સ્કૂલમાસ્તરની નોકરી એમના જીવનનો હેતુ નહોતો, તેથી તે છોડી મુંબઈ જેવા બહોળા ક્ષેત્રમાં આવ્યા. મુંબઈબેંકમાં કેટલોક વખત નોકરી કરી મેસર્સ માળવી હીરાલાલ એન્ડ મોદી સોલીસીટર્સોની ઓફિસમાં મેનેજીંગ કલાર્ક તરીકે જોડાયા. નોકરી કરવા ઉપરાંત સવાર સાંજ આઈ. એમ. મૅકડોનલ્ડ, એ. વાલ્કે વગેરે યુરોપીઅન ડાકટરોને ગુજરાતી શિખવવા જતા હતા. એ સુચવે છે કે તેમનો અંગ્રેજી ભાષાપર કાબુ સારો હતો. ઇંગ્લંડ જઈ બેરિસ્ટર થઈ આવવા વૃત્તિ ઉછળવા લાગી. બેરિસ્ટર થવામાં દ્રવ્યની મોટી રકમની ખોટ એ ઉછાળાનેં દાબી દેવા લાગી, પણ "ધારેલું કાર્ય પાર પાડવુંજ" એ પોતાના સૂત્રના આધારે આખરે સ્વોપાર્જિત દ્રવ્ય તથા મિત્રોની સહાયતાવડે તા૦ ૬ એપ્રિલ ૧૮૯૭ ના રોજ વિલાયત જવા ઉપડયા.

તા૦ ૬ માર્ચ ૧૯૦૦ માં તેઓએ બેરિસ્ટર થઈ હિંદમાં આવી મુંબઈમાં સ્વતંત્રપણે ધંધાની શરૂઆત કરી. આજસુધી પ્રસંગ પડયેજ જણાતી લોકકલ્યાણની વૃત્તિને હવે તેમણે Charity begins at home એ નિયમાનુસાર મ્હલાવવા માંડી. કાયસ્થ જ્ઞાતિમાં નિડરપણે સુધારા દાખલ કરવા માંડયા, અને થોડા વખતમાં નવીન જાગૃતિ ઉત્પન્ન કરી ધીમે ધીમે એ કક્ષામાં આગળ વધવા માંડયું અને કોંગ્રેસમાં એક અતિ અગત્યના માણસ તરીકે ભાગ ભજવવા માંડયો. મુંબઈમાં ભરાએલી કોંગ્રેસમાં વોલંટીઅર્સના કેપ્ટન તરીકે તથા કોંગ્રેસ માટે સીલોન જઈ ફંડ ઉઘરાવવામાં તેઓએ ઘણું સારૂં કામ કર્યું હતું. તેમજ સુરતમાં મળેલી કોંગ્રેસ વખતે ઉદ્દામ અને વિનીત પક્ષ વચ્ચે થએલી પક્ષાપક્ષીમાં અંતઃકરણપૂર્વક આગેવાની ભર્યો ભાગ ભજવી તે તોફાન દાબી દેવાને સબળ પ્રયત્ન કર્યા હતો.

સને ૧૯૦૮ માં મદ્રાસમાં ભરાએલી કોંગ્રેસમાંથી ૧૯૦૯ ની જાનેવારીની તા૦ ૪ થી સોમવારે પાછા આવ્યા. ઇશ્વરની ગતિને કોણ જાણી શકે? તા૦ ૬ બુધવારના તેઓ અચાનક સીક થયા. પોતાની અંતસમયને જાણે જાણી ગયા હોય તેમ કરવી જોઈતી વ્યવહારિક અને પારમાર્થિક તૈયારી કરી લીધી. તા૦ ૮ શુક્રવારનો દિવસ ભયંકર નીવડયો. સવારના આઠ વાગતાં આ ફાની દુનિઆ તજી અન્ય દિવ્ય જગાએ દિવ્ય કામો કરવા તેનો આત્મા પોતાની પાછળ, પત્ની (રા. નવનીતરામ ઇચ્છારામનાં પુત્રી), એક નાની પુત્રી તથા મોટા મિત્રમંડળને શોકમાં ગરકાવ કરી તેના ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી ગયો.

દૈનિક તથા સપ્તાહિક પત્રો, સર ફીરોજશાહ મહેતા, ઑ. મી. સેતલવાડ, મી. દીનશા વાચ્છા, મી. દિક્ષીત, મી. ગુણાજીરાવ નિંબાળકર, પ્રોફેસર વેલીન્કર, મી. એ. કે. ડોનાલ્ડ વિગેરે વિગેરે ગ્રહસ્થોએ પોતાનો શોક પ્રદર્શીત કર્યો. કાર્ય કરનાર ચાલ્યા જાય છે પણ તેનાં કાર્યો તેની પાછળ ગુણાનુવાદ કરે છે. તેઓએ પોતાની ઇંગ્લાંડની મુસાફરીનું વર્ણન ગુજરાતીપત્રમાં પ્રગટ કર્યું હતું, અને આ શકુન્તલા ઉપરાંત અતિ રમુજી **સાહસસંગ્રહ, અહલ્યાબાઈ,** Words of Wisdom વિગેરે પુસ્તકો લખ્યાં હતાં. સ્થળસંકોચને લીધે સંક્ષેપમાં કહીએ કે તેઓ એક લેખક તથા રાજકીય અને સાંસારિક કાર્યોમાં અગ્રભાગ લેનાર હતા. કિંબહુના! તેમનું જીવન આદર્શરૂપ હતું. ઈશ્વર તેમના આત્માને શાન્તિ આપો.

**પ્રકટકર્તા.**

---

# પાત્રો.

| | |
|---|---|
| **દુષ્યન્ત** ... | ... ... ... ભરતખંડનો રાજા. |
| **કણ્વ** ... | આશ્રમના ઋષિ, શકુન્તલાને ઉછેરી મોટી કરનાર. |
| **શાર્ઙ્ગરવ**, **શારદ્વત** | ... કણ્વ ઋષિના આશ્રમમાંના બ્રાહ્મણ. |
| **ભરત** ... | ... દુષ્યન્ત રાજાનો શકુન્તલાના પેટનો પુત્ર. |
| **કશ્યપ** ... | ... ઋષિ મરીચિનો પુત્ર અને બ્રહ્માનો પૌત્ર. |
| **શકુન્તલા** ... | ... કણ્વ ઋષિએ ઉછેરી મોટી કરેલી વિશ્વામિત્રની મેનકા અપ્સરાના પેટની છોકરી. |
| **પ્રિયંવદા**, **અનસૂયા** | ... ... શકુન્તલાની સખીઓ. |
| **ગૌતમી** ... | ... ... આશ્રમની સ્ત્રીઓમાં વડીલ. |

# શકુન્તલા.

— ·······•······ —

એક સમયે જનમેજય રાજા વૈશંપાયન ઋષિને પૂછે છે કે, મહારાજ, આપે દેવતાઓના અવતારોનું વર્ણન મને કહી સંભળાવ્યું તેથી હું ઘણો ખુશ થયો છું, પણ હવે કુરૂવંશમાં ઉત્પન્ન થયેલા દુષ્યન્ત રાજા સાથે શકુન્તલાને પરણવાનો કેવી રીતે યોગ આવ્યો અને શકુન્તલા અને ભરતની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે સાંભળવાની જિજ્ઞાસા છે.

એપરથી વૈશંપાયન ઋષિએ એ વિષે જનમેજય રાજા આગળ જે વર્ણન કર્યું હતું તેનો ટુંક સાર અત્રે નીચે તારવી કાઢયો છે. તેપરથી માલમ પડશે કે શકુન્તલાનો જન્મ કેમ થયો, તે કેવી રીતે ઉછરીને મોટી થઈ તથા તેનાપર શું શું ચઢતી પડતી આવી પડી હતી.

વિશ્વામિત્ર ઋષિ એક સમયે ઉગ્ર તપશ્ચર્યા કરતા હતા, તે જોઈ બધા દેવોને તેમનો ઘણો ભય રહતો હતો તેથી આ તેમના વ્રતમાં ભંગ કરવાને તેઓએ મેનકા નામની એક અપ્સરાને સ્વર્ગમાંથી મોકલી. તે અપ્સ-રાની અનુપમ કાન્તિ તથા હાવભાવથી તે ઋષિનું મન ચ-લિત થયું અને તે દિવસથી વિશ્વામિત્રે તેની સંગતમાં પોતાનો વખત મોજમઝામાં ગુજારવા માંડયો. એક દિવસે સાંજે એવું બન્યું કે તે ઋષિએ મેનકાને કહ્યું કે મને પાણી ભરેલું પંચપાત્ર અને આચમની લાવી આપ; હું જરા સંધ્યા કરી લઉં. આ ઉપરથી મદોન્મત્ત મેનકા મશ્કરીમાં બોલી કે વાહવારે ઋષિજી! આટલા બધા દિવસ તો સંધ્યા

પૂજા કરવાનું સઘળું એ ભૂલી ગયા હતા, ને વળી આજે ક્યાંથી યાદ આવ્યું? આ મહેણાથી ઋષિને પોતાની પૂર્વ સ્થિતિ યાદ આવી અને બહુ ક્રોધ ચડ્યો, તેથી પેલી મેનકા એટલી બધી બીધી કે ત્યાંથી નાશી ગઈ. એ વખતે દૈવયોગે મેનકાને એ ઋષિથી ગર્ભ રહ્યો હતો અને મૃત્યુલોકની વસ્તુને લઈ તેનાથી સ્વર્ગમાં જવાય નહીં તેથી જ્યાં સુધી તેને પ્રસવ થયો નહીં ત્યાં સુધી તેણે વનમાં રખડ્યા કર્યું; પણ જન્મ આપતાં વારને તે બાળકને ત્યાંજ રઝળતું મુકીને પાછી પોતે સ્વર્ગમાં ચાલી ગઈ. અનાયાસે તે વખતે કણ્વ નામના મહર્ષિની નજરે તે બાળક પડવાથી તેને તે માલિની નદીના કિનારાપર આવેલા પોતાના આશ્રમમાં લઈ ગયા, અને પોતાના બાળકની પેઠે તેને ઉછેરીને મોટી કરીને તેનું નામ શકુન્તલા* પાડ્યું.

આ પ્રમાણે તે દિવસે દિવસે મોટી થતી ગઈ અને યોગ્ય વયે આવતાં અતિ રૂપવતી થઈ. બાળપણમાંથી તે વલ્કલનાંજ વસ્ત્ર પેહેરતી હતી, છતાં તેથી તેના સૌન્દર્યમાં કાંઈ ન્યુનતા જણાતી નહોતી. જેમ જળથી ભરપૂર સરોવરમાં કમળ શોભે, અથવા સ્વચ્છ આકાશમાં ચંદ્રમા શોભે છે, તેમ તે પોતાના વલ્કલોમાં શોભતી હતી. કણ્વ ઋષિએ તેને ધર્મશાસ્ત્ર વિગેરે ઘણી વિદ્યા સંપાદન કરાવી ન્હાનપણથીજ વાડીમાંનાં ફૂલઝાડ ઉછેરવા પાછળ સંભાળ લેવાની ટેવ પાડેલી હતી. તે કામ કરવામાં તે ઘણો આનંદ માનતી, તેમજ તે ઝાડો તેને પોતાના સગાં ભાઈ બ્હેન જેવાં વહાલાં લાગતાં હતાં. તે પોતાની બેહેનપણી

* મેનકા એ બાળકને જન્મ આપીને સ્વર્ગમાં ચાલી ગઈ તે વખતે શકુન્ત–પક્ષીએ તેની બરદાસ કરેલી તે પરથી તેનું નામ "શકુન્તલા" પાડ્યું.

અનસૂયા અને પ્રિયંવદાની મદદથી ઝાડ અને ફૂલને હમેશાં પાણી પાતી હતી. એક દિવસ કણ્વઋષિ શકુન્તલાને ઘેરમાં મુકીને તીર્થયાત્રા કરવા ગયા. તે વખતે મહાપ્રતાપી દુષ્યન્ત રાજા કેટલાક સિપાઇઓ સહિત તે વનમાં શિકાર કર્યા પછી તે આ ઋષિના આશ્રમ પાસે આવી બેઠો. તે આશ્રમની આસપાસ એક વાડી હતી, કે જેમાં ઘણાં ફુલો ખીલી રહ્યાં હતાં, તેની આસપાસ મધુર રસથી મદોન્મત્ત થયલી મધમાખો ગણગણાટ કરી રહી હતી, પક્ષિઓ મધુર સ્વરે ટૌકા કરી રહ્યાં હતાં અને ત્યાંથી થોડેક છેટે માલિની નદીને કિનારે યજ્ઞકુંડોમાંથી ધુમાડાના ગોટા નીકળી આકાશ તરફ ચઢ્યા કરતા હતા અને ઋષિઓ ઉંચે સ્વરે વેદોચ્ચાર કરતા હતા. રાજાએ આ બધું જોઇને પોતાના સિપાઈઓને રજા આપતાં કહ્યું કે હું તો ઋષિઓને પ્રણામ કરવા જાઉં છું, માટે તમે જાઓ. એમ કહીને રાજા, કણ્વ મહામુનિના આશ્રમ આગળ આવ્યો. તે વખતે શકુન્તલા તેની બે સખીઓ સાથે હસતી અને વાતો કરતી કરતી ઝાડોને પાણી પાતી હતી. રાજાને તેઓની વાતચીત સાંભળવાની ઇચ્છા થવાથી તે એક ઝાડના ઓથામાં ભરાઈ રહ્યો. તેઓની મધુર સ્વરથી થતી વાતો અને તેઓના સુંદર ચેહેરાથી તે એટલો બધો ચકીત થઈ ગયો કે તેણે તેઓની આગળ જવાનું કંઈ પણ બહાનું શોધવા માંડયું.

એટલામાં એવું બન્યું કે પાણી સીંચતાં એક મધમાખે છંછેડાયાથી શકુન્તલાનો પીછો લીધો. તે પરથી તેણે પોતાની સખીઓને બૂમ પાડી, પણ તેઓએ મજાકમાં જવાબ દીધો કે, "આ તપોવનનો જે રાજા હોય તે તારી

મદદે* આવે, હમે શું કરવા આવીએ, તેથી તેને બુમ પાડ." આ મઝાકના ટુચકાથી દુષ્યન્ત ઘણો ખુશ થઈ ગયો અને મનમાં કહેવા લાગ્યો કે, "હવે તો છતા પડવાનો ઠીક વખત આવ્યો છે." એમ કહીને તરતજ આગળ નીકળી આવ્યો. તે જોઇને એક સખીએ તેને પૂછયું કે આપ કોણ છો? ત્યારે રાજાએ (શકુન્તલાને કહેતો હોય તેમ) જવાબ દીધો કે, "સુંદરિ, હું રાજા દુષ્યન્ત છું અને મહાન્ કુણ્વઋષિને અત્રે મળવા આવ્યો છું." આ સાંભળીને શકુન્તલાએ રાજા સાથે ઓળખાણ કરી અને તપોવનની બધી રચના તેને બતાવી. ત્યાર પછી ઘરમાં જઇને તેને બેસવાને માટે એક પવિત્ર બાજેટ લઈ આવીને કહ્યું કે, "ઋષિરાજ તો યાત્રા કરવા ગયા છે પણ તમે અહીંયા નિરાંતે બેસો. હું તેમની છોકરી અને તમારી તાબેદાર સેવક છું." રાજાએ જવાબ દીધો, "સુવર્ણવદની, હું તારી અનુપમ સુંદર કાન્તિથી ઘણો ખુશી થઈ ગયો છું. પણ મારા મનમાં એક સંદેહ છે તેનો ખુલાસો પૂછતાં હું જરા અચકાઉં છું—છતાં પૂછું છું કે ઋષિરાજ તો એક ઘણા પવિત્ર માણસ છે, ફળફળાદિપર જીવે છે, વળી બ્રહ્મચારી છે, ત્યારે તું તેમની પુત્રી કેવી રીતે થઈ?" તે પરથી શકુન્તલાએ કુણ્વ ઋષિ પાસેથી પોતાની જેટલી હકીકત સાંભળેલી તે બધી માંડીને રાજાને કહી.

રાજા તે પવિત્ર વનમાં થોડોક વખત સુધી રહ્યો. તે દરમ્યાન તે અને શકુન્તલા એક બીજાના સ્વભાવ અને સૌન્દર્યથી મોહિત થઈ ગયાં. ત્યાર પછી એક દિવસ શકુન્તલા ફુલની ગાદીપર આડી પડેલી હતી, તેની બે

* એ વખતે દુષ્યન્તરાજા પેલી સખીઓની નજરે પડયો હતો.

સખીઓ તેની આસનાવાસના કરતી હુતી, અને તેમાંની એક તેને કમળના પત્રથી વા નાખતી પૂછે છે કે કેમ બેહેન, હુવે તારા મનને જરા શાન્તિ થાય છે? આના જવાબમાં શકુન્તલા તેમને કહે છે કે મને વા નાખવાની તમે શું કામ તસ્દી લો છો? મારા મનનો પરિતાપ કંઈ એમ ઓછો થવાનો નથી. જે દિવસથી તપોવનની રક્ષા કરનાર પેલા રાજર્ષિ મારે નજરે પડ્યા ત્યારથી એમનામાં મારો જીવ ભરાઈ ગયો છે. એ વખતે રાજા જે એક ઝાડને ઓથે રહી સાંભળ્યા કરતો હુતો તેણે આગળ આવીને કહ્યું કે, "હે રાજકન્યા શકુન્તલા, તું શરમાય છે કેમ? તું આવી અનુપમ ખૂબસુરત સ્રી આવા પોશાકમાં એક આશ્રમમાં રહેવા લાયક નથી, તેથી ગાંધર્વ વિવાહની બરોબર ક્રિયા પ્રમાણે તું મારી સાથે પરણ અને મારી રાણી થઇને તારાં વલ્કલનાં કપડાં ઉતારી નાંખીને જરીનાં કપડાં પેહેર. તારા મનના સઘળા મનોરથ હું પૂરા પાડીશ. સુવર્ણ અલંકાર, રત્ન, જવાહીર વિગેરેથી તને મઢી કાઢીશ." આ સાંભળીને શકુન્તલા મોટા વિચારમાં પડી અને રાજાની વર્તણુંક અને સુંદર ચેહેરાથી તે તેનાપર એટલી મોહિત થઈ ગઈ કે તેની સાથે પરણવાને તે સેહેલથી લલચાઈ ગઈ. એથી કરીને ગાન્ધર્વ લગ્ન કે જેમાં માબાપની કબુલાતની જરૂર પડતી નથી તેવા લગ્નથી એક શુભ ઘડીએ રાજા દુષ્યન્ત શકુન્તલાને પરણ્યો. ત્યારબાદ તેની સાથે તે પવિત્ર વનમાં થોડોક વખત રહીને પોતાની નામ કોતરેલી વીંટી શકુન્તલાને આપીને તે પોતાની રાજધાનીમાં ગયો.

તેના ગયા પછી તો શકુન્તલાને કંઇ ચેહેન પડે નહીં અને છેક દિલગીરીમાં ડૂબી ગઈ. એક દિવસ જ્યારે તે

પોતાના હાથપર માથું નીચું ઘાલીને ઘરમાં એકલી બેઠી હતી, તે વખતે **દુર્વાસા** નામના એક ક્રોધી ઋષિ તે આશ્રમમાં આવ્યા. **શકુન્તલા** તે વખતે વિચારમાં એટલી તો ગરક થઈ ગઈ હતી કે તે વાતનું તેને ભાન પણ ન રહ્યું. તેપરથી **દુર્વાસાએ** પોતાનું અપમાન થયું જાણી તેને શ્રાપ દીધો કે, "જે માણસને માટે તું હમણા વિચાર કરે છે અને જેને લીધે તેં મારાપર લક્ષ્ય આપ્યું નથી તે તને તદ્દન ભૂલી જશે." એટલું કહીને તે પાધરા ત્યાંથી ચાલ્યા ગયા. એ વખતે એવું બન્યું કે, તેની બે બેહેનપણીઓ **અનસૂયા** અને **પ્રિયંવદા** જે તે વખતે ઝાડને પાણી પાતી હતી તેમણે આ શ્રાપના શબ્દો સાંભળ્યા અને **દુર્વાસાને** ઘણાજ ગુસ્સામાં જતા રહેતા જોયા, તેજ વખતે **પ્રિયંવદા** તેની પાછળ દોડી ગઈ અને તેમની આગળ પગે પડીને **શકુન્તલાના** બેદરકારપણાનું સઘળું કારણ તેમને સમજાવ્યું અને તેમનો ગુસ્સો સમાવવાની આજીજી કીધી. એથી કરીને **દુર્વાસાને** જરા દયા આવી અને જવાબ દીધો કે, "હું જે કંઈ એકવાર કહું તે ફેરવી શકતો નથી, પણ **શકુન્તલા** પાસે રાજાને આપેલી કંઈપણ નિશાની હશે તે જો તેને બતાવશે તો રાજા તેને ઓળખશે." આટલું કહીને તે ત્યાંથી ચાલ્યા ગયા.

**દુર્વાસાના** કોપ વિષે બંને સખીઓ વાતો કર્યા કરતી હતી એવામાં એક બોલી ઉઠી કે, "થવાનું તે તો થવાનુંજ, પણ એમાં કંઈ બહુ ખોટું થયું નથી, કારણ કે રાજાની આપેલી એક વીંટી **શકુન્તલાની** આંગળીએ છે, તે માત્ર રાજાને બતાવશે એટલે તે તેને ઓળખી કાઢશે. પણ તે દરમ્યાન આપણે તેને કંઇ કહેવાની જરૂર નથી, કારણ કે તેથી પોતાના ધણીના વિયોગની દિલગીરીમાં ઉલટો ઉમેરો

થશે.” આવી રીતે નિશ્ચય કરીને ત્યાંથી શકુન્તલાની પાસે તેઓ આવ્યાં, તો તેને એક પૂતળાની માફક માથે હાથ મૂકીને, ઉંડા વિચારમાં પડી હોય એમ જોઈ; તેથી કરીને તેમનાથી બનતી કોશિશે તેને દિલાસો આપવાનો તેમણે પ્રયત્ન કર્યો. આવી રીતે કેટલાક દિવસ વીતી ગયા.

જ્યારે કણ્વ ઋષિ યાત્રાથી પાછા આવ્યાઅને દુષ્યન્ત રાજા શકુન્તલાને કેવી રીતે પરણ્યો તે બધું સાંભળ્યું ત્યારે તેના સારા નશીબે તેને આવો યોગ્ય ધણી મળી આવ્યો તે જોઈ ગુસ્સે થવાને બદલે ઉલટા ખુશી થયા અને તેને આશીર્વાદ દીધો કે, “તને જે પુત્ર થશે તે ઘણો પ્રતાપી અને ચક્રવર્તી રાજા થશે તેમજ તેનો કોઈ પણ દુશ્મન થશે નહીં.”

હવે એમ બન્યું કે દુષ્યન્ત રાજાએ પોતાની રાજધાનીમાં ગયા પછી શકુન્તલાની કંઈ પણ ખબર અંતર લીધી નહીં તેથી કણ્વ ઋષિ મોટા વિચારમાં પડ્યા અને તેમને લાગ્યું કે છોકરી હવે યોગ્ય ઉમરની થઈ એટલે તેને પિતાને ત્યાં રાખવી એ ઠીક નહીં, કારણ કે લોકોમાં ખોટું કહેવાય, માટે હવે એને સાસરે વિદાય કરવી જોઇએ. એ પરથી તેમણે આશ્રમવાસી સ્ત્રીઓની વડીલ ગૌતમી તથા બે શિષ્યો શારંગરવ અનેશારદ્વતને બોલાવી આજ્ઞા કરી કે, શકુન્તલાને હવે હસ્તિનાપુર જઇને દુષ્યન્ત રાજાને ત્યાં મુકી આવો.

આ હુકમ મળતાં ગૌતમી અને બે શિષ્યોએ જવાની તૈયારી કરી. પોતાના ધણીથી વિખૂટી પડવાથી દિલગીરીમાં ડૂબી ગયલી શકુન્તલા તો જવાનું સાંભળીને

ખુશી થઈ ગઇ અને હું તેને હવે થોડા વખતમાં જઇને પાછી મળીશ એવી તેને ધીરજ આવી. આટલું છતાં પણ વનમાંના પોતાના સઘળા મિત્રો અને આડોશી પાડોશીઓથી છૂટી પડવાની, તેથી તે ઘણી દિલગીર થઈ, તો પણ તે બધાંને છેલ્લી મુલાકાત આપવાને ગઈ. તે સઘળાંઓએ તેનાપર આશિર્વાદના વરસાદ વરસાવ્યા. કોઈ એમ કહતા કે, "તું રાજાની માનીતી પટરાણી થજો, તો બીજા કહેતાં કે તારો વંશ વધજો."

કુણ્વ ઋષિ પણ જો કે ત્યાગી હતા અને સઘળી મનોવૃત્તિને તેમણે સાધી લીધી હતી, તો પણ શકુન્તલા આટલો બધો વખત મારી સંભાળ નીચે રહી અને હવે તે પોતાના ધણીને ત્યાં જાય છે ને પછી કોણ જાણે કયારે એને પાછાં મળાશે, એ વિચારથી તે ઘણા દિલગીર થયા. શકુન્તલા તેને પગે પડી તે વખતે તેને તેમણે આશિર્વાદ દીધો કે, "તું તારા ધણીની ઘણી માનીતી થજે અને ચક્રવર્તી પુત્રવાળી થજે."

કુણ્વ ઋષિનો આ આશિર્વાદ લઇને ગૌતમી અને બે શિષ્યોની સંગાતે શકુન્તલા પોતાના પતિના ગામ તરફ ચાલી. એ વખતે તે ધર્મપિતાએ પોતાની પાસેથી છુટા પડવાની તેને રજા આપી તો પણ પોતાની પુત્રીપર જે તેને અત્યંત પ્રેમ હતો તેને લીધે તે તથા તેની બે સખી પ્રિયંવદા અને અનસૂયા પણ તેને વળાવાને થોડે સુધી ગયાં, આમ ચાલ્યાં ચાલ્યાં તેઓ બધાં એક તળાવ આગળ આવી પહોંચ્યાં ને ત્યાં પાળપર એક ઝાડની છાયા તળે બેઠાં તે વખતે શારંગરવે કુણ્વઋષિને કહ્યું કે, "અરે ગુરુજી, તમે કયાં સુધી આવશો? મારી એટલીજ અરજ છે કે, હવે અહીંથીજ આપ આશ્રમ તરફ પાછા ફરો

અને હમે શકુન્તલા સાથે જઇશું," કુણ્વઋષિએ જવાબ દીધો, અરે બેટા શારંગરવ ! જ્યારે તું મારા પ્રતિનિધિ તરીકે શકુન્તલાને રાજાને ત્યાં લઈ જાય છે ત્યારે તું તેને કહેજે કે, તપશ્ચર્યા એજ અમારૂં ધન છે અને એમ પણ કહેજે કે તેં, એક રાજવંશીએ, તારી મરજીથીજ પ્રેમનો સંબંધ શકુન્તલાસાથે કર્યો, તો તું હવે તેટલાજ હેતના ભાવથી તેને તારી સાથે રાખજે." તેજ વખતે તેણે શકુન્તલાને કહ્યું કે, "બેટા, હું તને કહું છું તે યાદ રાખજે કે તારા પતિના ઘરમાં તેનાં જે જે સગાં વહાલાં હોય તેનાપર તું હમેશાં ઘણો સ્નેહભાવ રાખજે, તેની બીજી સઘળી સ્ત્રીઓપર માયા રાખજે, અને કદી કોઈ પણ બાબતમાં તારા પતિપર ગુસ્સે થતી નહીં અથવા તેનું અપમાન કરતી નહીં તેમજ નોકરો તરફ હલકાઈ વાપરતી નહીં. છેલ્લું એ કહેવાનું કે સંબંધમાં આવતાં સર્વ સાથે હળીમળીને રહેજે અને ભપકો મારવામાં ને સારાં સારાં ઘરેણાં લૂગડાં પહેરવામાં ઘણી મોટાઈ માનતી નહીં, કારણ કે યુવાન સ્ત્રીઓ એવા એવા શોખને લીધે નહીં, પણ સારી વર્તણુકથી પોતાને કેવી ( સારી કે માઠી ) કેળવણી મળી હોય છે તે બતાવી આપે છે." આટલી શિખામણ આપીને કુણ્વઋષિ પોતાની છોકરીને ભેટચા. તે વખતે તેની આંખમાંથી અશ્રુધારા વેહેવા માંડી. પછી શકુન્તલાએ તેને ભેટીને કહ્યું કે, "અરે પિતા ! અજાણી ભૂમિમાં મારાથી કેમ જીવી શકાશે ? કુણ્વ ઋષિએ જવાબ દીધો કે, "બેટા, તેને માટે તું કેમ શોચના કરે છે? તારા પતિના ઘરમાં તેની પટરાણી તરીકે તું સ્થપાશે, એટલે તારૂં મન બધું ઘર ધંધામાં રોકાઈ જશે અને જ્યારે તને ઉગતા સૂર્યના જેવો કાન્તિવાન પુત્ર અવતરશે ત્યારે

મારાથી વખૂટા પડવાનું દુઃખ બિલકુલ તું ભૂલી જશે.” પછી શકુન્તલા લાંબી થઇને પોતાના પિતાને પગે લાગી અને પોતાની સખીઓને ભેટી. એ વખતે તેઓએ તેના છૂટા પડવાથી તેમને ઘણું લાગ્યું એમ બતાવ્યું, અને કહ્યું કે, “જો દૈવયોગે રાજા તને ઓળખે નહીં તો તેની આપેલી વીંટી તું તેને બતાવજે એટલે તને તે એકદમ ઓળખી કાઢશે.” તેણે જવાબ દીધો કે, “પિતાજી, મને જે ધાસ્તી છે તે એજ છે.” તેણે કહ્યું કે, “બેટી, ડરીશ માં, એ તારી જે ધાસ્તી છે તે ફકત પ્રેમની અસરને લીધેજ છે.” આવી વાતચીત તેઓ કરતાં હતાં તે વખતે શારંગરવે કહ્યું, “અરે ગુરુજી! બહુ મોડું થઈ ગયું, માટે હવે પાછા ફરો.” તેપરથી શકુન્તલાએ ફરીથી પોતાના પૂજ્ય પિતાને પગે લાગીને કહ્યું, “અરે પિતા! હું તમને અને આ તપોવનને ફરીથી કયારે જોઇશ?” તેણે જવાબ દીધો કે, “બેટા, જ્યારે તું આવા મોટા રાજાની પટરાણી અને એક ભાગ્યશાળી પુત્રની માતા થાય ત્યારે રાજનો કારભાર બધો તેને સોંપીને તું તારા પતિ સાથે અહીંઆં નિરાંતે આવજે. હવે સધાવો બેટા! પરમેશ્વર તારૂં રક્ષણ કરો.” એ પરથી શકુન્તલાએ પોતાના સાથીઓ સાથે ચાલવા માંડયું.

એ વખતે પ્રિયંવદા અને અનસૂયાએ શકુન્તલા ભણી જોઇને કહ્યું અરેરે, ખરે, એ તો ગઈ! એ પરથી કણ્વ ઋષિએ અહા! કરી લાંબો નિસાસો મૂકીને કહ્યું, ચાલો, હવે ઘેર જઇએ.

ત્યારે પ્રિયંવદા અને અનસૂયા બોલ્યાં કે મહારાજ, શકુન્તલાના વિયોગથી આખું તપોવન સૂનું સૂનું થઈ ગયું છે, તેમાં અમારાથી કેમ પગલું મૂકાશે?

તે પરથી કણ્વ ઋષિએ જવાબ દીધો કે પ્રીતની રીત તો એવીજ દીસે છે. (વિચારમાં ને વિચારમાં પરિક્રમણ કરી) અહો! મને પૂછો તો શકુન્તલાને સાસરે વળાવેથી મારૂં હૃદય હવે સ્વસ્થ થયું છે, કેમકેઃ—

[ઇંદ્રવજ્રા વૃત્ત.]

આખેર કન્યા ધન પારકું છે ।
તેને વળાવી ધણિ પાસ આજે ।।
આત્મા થયો આ મુજ શુદ્ધ જંપી ।
માલીકને થાપણ જેમ સોંપી ।।

ઝ. ઉ. યા.

આટલું કહીને તે સઘળાં ભરાયલે હૈડે ઘર તરફ પાછાં ફર્યાં.

શકુન્તલા અને તેના સોબતીઓ ઘણા દિવસ મુસાફરી કર્યાં પછી હસ્તિનાપુર આગળ આવી પહોંચે તે અગાઉ રસ્તામાં શચી તીર્થમાં નહાતાં, શકુન્તલાને દુષ્યન્ત રાજાએ જે વીંટી આપેલી તે તેની આંગળીએથી પાણીમાં નીકળી પડી. પોતાના ધણીને હવે મળવાનો વખત આવ્યો છે એ વિચારમાં ઘણી ખુશી થઈ ગયલી હોવાથી તેને કંઈ ધ્યાન રહ્યું નહીં કે વીંટી આંગળીએ છે કે નહીં. થોડા દિવસમાં તેઓ રાજાના દરવાજા આગળ આવી પહોંચ્યાં, તેમને ચોપદારે પૂછ્યું તમે કોણ છો અને ક્યાંથી આવ્યાં છો? તેઓએ જવાબ દીધો કે, “હમે કણ્વ ઋષિના હુકમથી અત્રે આવ્યાં છીએ અને રાજા સાથે હમારે કંઈ વાતચીત કરવાની છે, તેથી હમારા આવ્યાની ખબર તું રાજાને કર.” દ્વારપાળે દિવાનખાના આગળ

જઇને મુજરો કરીને રાજાને કહ્યું, "રાજાધિરાજ, હિમાલય પર્વતપર રહેનાર કેટલાક યોગીઓ અને કેટલીક સાધ્વીઓ કણ્વ ઋષિનાં મોકલેલાં અહીંઆં આવ્યાં છે અને તેઓ આપની મુલાકાત કરવાની ઇચ્છાથી બારણા આગળ ઉભાં છે. તેથી આપનો શું હુકમ છે?"

કેટલીક સાધ્વીઓ આવેલી છે, એ સાંભળીને રાજા આશ્ચર્ય પામ્યો; અને હુકમ કર્યો કે, "જાઓ, કુળ ગોરને કહો કે, તેઓને આદરમાનથી સત્કાર કરે, અને તેઓને અગ્નિશાળામાં તેડી જાય, ત્યાં હુ તેમને આવી મળું છું." આ સાંભળીને દ્વારપાળ બહાર આવ્યો, એટલે રાજા તે મુકરર કરેલી જગાએ જઇને ઋષિઓની રાહ જોતો ઉભો રહ્યો, અને તેઓ શા માટે આવ્યાં હશે તેનું કારણ તે ધારી શકયો નહીં; તેથી તેણે દ્વારપાળને પૂછયું, "દ્વારપાળ, મહાન કણ્વે તેઓને શા માટે મારી પાસે મોકલ્યાં હશે? જો કોઈ દુષ્ટ માણુસે તેઓના તપનો ભંગ કર્યો હોય અથવા તો તે પવિત્ર વનમાં તેઓનાપર કંઈ પણ આપત્તિ પડી હોય અને તેના ઉપર મેં મારૂં પુરતું ધ્યાન નહીં આપ્યું હોય તો તે માટે હુ ખરેખર દિલગીર છું." દ્વારપાળે જવાબ દીધો કે, "રાજાધિરાજ, જ્યાં આપની આણ ફરે છે ત્યાં કંઈ પણ જાતની આપત્તિ આવવાનો સંભવ નથી. સો વસા તો તેઓ કાંઈ સ્નેહભાવ બતાવવા આવ્યા હશે. તેઓ આ વાત કરતા હતા તેવામાં શકુન્તલા અને તેનાં સોબતીને લઇને ગોર ત્યાં આવ્યા. તેઓ આવતાં હતાં તે વખતે શકુન્તલાની જમણી આંખ ફરકી આ માઠા શુકનથી તે બીધી તેથી તે વિષે તેણે ગૌતમીને કહ્યું. તેણે તેને દિલાસો દીધો અને બોલી, "તારી ધાસ્તી દૂર થજો અને તને બમણું સુખ મળજો." સઘળાં

રાજાના મોં આગળ એકઠાં થયાં ત્યારે તેણે શકુન્તલા તરફ જોઇને દ્વારપાળને પૂછયું કે, “આ તપસ્વીઓની સાથે આ ખૂબસુરત બુરખો નાંખેલી સ્ત્રી કોણ છે?” તેણે જવાબ દીધો, “મહારાજ, તે કોઈ ઘણીજ કાંતિવાન સ્ત્રી છે.” રાજાએ જવાબ દીધો, “આના જેવી દેખાવડી બીજી કોઈ સ્ત્રી મેં જોઈ નથી.” પછી તે ગોરે પેલા તપસ્વીઓને રાજાને ઓળખાવ્યાં. તેઓએ રાજાને આશિર્વાદ દીધા પછી કહ્યું કે, અમારા પ્રતાપી ગુરુ, મહાન કણ્વ ઋષિએ આપને એવું કહેવાનું ફરમાવ્યું છે કે, “અગર જો તારા જેવો મોટો રાજા મારી છોકરીને મારી કબુલાતવિના પરણ્યો છે, તોપણ હું દિલગીર થવાને બદલે તેથી ઘણો ખુશી થયો છું; કારણ કે ધર્મશાસ્ત્ર પ્રમાણે તો એ લગ્ન વાજબી છે, તેથી કરીને આ શકુન્તલાને ઘટતી રીતે તું તારી પાસે રાખજે.” ગૌતમીએ કહ્યું, “યુવાન પુરુષ; તેં તેના પિતાની અથવા તેની બેહેનપણીઓની કબુલાતની રાહ જોઈ નહોતી, માટે પરસ્પરના પ્યારની સાબીતીમાં તું પોતેજ છે.”

હવે એ વેળા દુર્વાસા ઋષિના શ્રાપના પ્રભાવે એવું બન્યું કે, પવિત્ર વનમાં શકુન્તલાને તે પરણ્યો હતો કે નહીં તેની તે રાજાને જરા પણ સ્મૃતિ રહી નહોતી તેથી કરીને આ વાતથી તે બીલકુલ ગુંચવાઈ ગયો અને જવાબ દીધો કે, “આ બધું જે તમે કહ્યું તે તદ્દન ગલત છે.” આ સાંભળીને શકુન્તલાએ પોતાના મનમાં વિચાર કીધો, “અરેરે! મને તો રાજાના બોલવાપરથી એમ લાગે છે કે, તેણે મને ઓળખી નથી.” પણ શારંગરવે કહ્યું, “શું ત્યારે આ બધું હમે કહ્યું તે તમે ખોટું માનો છો? આપ બધી વાત જાણોજ છો. એક યુવાન સ્ત્રી પોતાના ધણીપર

હુમેશાં ગમે તેટલી પ્યાર રાખતી હોય તોપણ તે પોતાના માબાપના ઘરમાં જ્યાં સુધી રહે છે ત્યાં સુધી તો તેને ધિક્કારવાનું કારણ મળે છે. તેથી કરીને તેના મિત્રોની ફરજ છે કે તેને તેના ધણીને ઘેર મોકલવી અને તેના તરફની તેઓની એક ફરજ અદા કરવી." આપરથી તે રાજાએ જવાબ દીધો, "શું તમે એમ કહેવા માગો છો કે હું તેને પરણ્યો છું? ત્યારે **શકુન્તલા** પાછી પોતાના મનમાં વિચારવા લાગી કે, "અરે પરમેશ્વર! મને જેની મોટી ધાસ્તી હતી તે તો આડે આવી." **શારંગરવે** કહ્યું, "અરે રાજા, એકવાર એક ચીજ કરવી અને તેની પછી ના પાડવી એ તો તારા જેવાને ઘટે નહીં!" રાજાએ જવાબ દીધો, "અરે, શા માટે આવું ટાયલું કરે છે?" **શારંગરવે** ઘણા ગુસ્સામાં જવાબ દીધો કે, "તું તારા દમામમાં એટલો બધો ફુલાઈ ગયો છે કે જાણે તું છેક છકી ગયો હોય એમ જણાય છે." રાજાએ કહ્યું, આ કઠોર શબ્દોથી મને ઘણું દુઃખ લાગ્યું છે."

જ્યારે તેઓ આમ વાત કરતા હતા તે વખતે **ગૌતમીએ** **શકુન્તલાને** કહ્યું કે, "બેટા, તું શરમાતી નહીં, હું તારા મોંપરથી બુરખો ઉંચકું છું કે જેથી રાજા તને ઓળખે." એટલું કહીને તેણે તેનો બુરખો ઉંચકયો, એટલે રાજા તેની અત્યંત ખૂબસુરતી જોઇને વિચાર કરવા લાગ્યો, "હું એને પરણ્યો છું કે નહીં તે કાંઈ યાદ આવતું નથી પણ કાચથી ઢંકાઈ ગએલાં જુઈ અથવા જાસ્વંતીનાં ફૂલનું માધુર્ય મધમાખ જેવી રીતે ભોગવી શકતી નથી છતાં તે છોડીને ત્યાંથી જવાનું તેનું મન માનતું નથી, તેમ આ ઘણીજ મનોહર જુવાન સ્ત્રીને હું રાખી અથવા કાઢી મૂકી શકતો નથી–" તે આ પ્રમાણે વિચાર કરતો

હતો તે વખતે **શારંગરવે** તેને કહ્યું, "મહારાજ! શું આ સ્ત્રી તમને અજાણી છે?" રાજાએ જવાબ દીધો, અરે તપસ્વી, મેં એને કોઈ દિવસ આગળ જોઈ હોય એનું પણ મને યાદ આવતું નથી, તો હું એને મારી પત્ની તરીકે કેમ રાખી શકું?"

આ શબ્દ **શકુન્તલાને** એક કારી ઘા જેવા લાગ્યા અને તેણે વિચાર્યું કે, જ્યારે રાજાનેજ લગ્ન થયલાં કે નહીં તે યાદ નથી, તો મારે પછી શું આશા રાખવી?" **શારંગરવે** કહ્યું, "રાજાધિરાજ, **શકુન્તલા** તરફની તારી આ વર્તણુક ઘણી ગેરવાજબી છે, કારણ કે તેની સાથે આમ વર્તવામાં હમારા મ્હોટા ગુરુ **કણ્વ** ઋષિપર તું આરોપ મૂકે છે." **શારદ્વતે** કહ્યું, "હવે વધારે કહેવું એ ફોકટ છે, માટે બસ કરો." પછી **શકુન્તલા** તરફ જોઈને તેને કહ્યું, "ભગિની, અમારે જે કહેવાનું હતું તે તો કહ્યું. હવે તો રાજાએ તને કંઈ વચન આપ્યું હોય તે યાદ આણીને તારે તેને કહેવાનું રહ્યું છે." **શકુન્તલા** પોતાના મનમાં વિચારવા લાગી કે, "આટલું બધું કહ્યા છતાં તે માનતો નથી તો વધારે કહેવાથી શું ફાયદો? ગમે તેમ હો તોપણ હું તો મારે કોઈ પણ પ્રકારે મારૂં નિર્દોષપણું બતાવી આપીશ." તે પછી તેના તરફ જોઇને ધીમે સાદે કહેવા લાગી, "અરે, પ્રાણનાથ!" પણ પ્રાણનાથ એ શબ્દ બોલી કે તરતજ તે ઘણી ગુંચવાઈ ગઈ કારણ કે તેણે ધાર્યું કે, "મારી સાથે એ પરણ્યો છે કે નહીં તે એને યાદ નથી તો પછી મારાથી એ નામે એને કેમ બોલાવાય." તેથી ફરીથી તેણે કહેવા માંડ્યું કે, "કુલિનરાજા, તપોવનમાં શિકાર કરતાં કરતાં કણ્વઋષિના આશ્રમ આગળ તું આવ્યો, ત્યારે ઋષિ યાત્રા કરવા ગયા

હતા તેથી મેં તારો કેવો આદરસત્કાર કર્યો હતો, અને મારી ખાતરી મેળવીને મારા અંતઃકરણનું દ્વાર ખોલીને મારૂં મન તેં કેવી રીતે હરી લીધું હતું અને તારી મધુર અને પ્યારી વાતોથી મને તેં કેટલી બધી ઉમેદ આપી હતી તે બધું શું તને યાદ નથી આવતું! અને હવે આ બધાં વચ્ચે મારો આવી રીતે તિરસ્કાર કરવો, એ શું તને ઘટિત છે?"

આ સાંભળીને રાજા પોતાને બંને કાને હાથ દઈને બોલ્યો, "રામ રામ! એક નદી જેમ કિનારાપરથી ઉભરાઈ જાય છે તેમ તારા કપટથી મને શા માટે તું ભમાવે છે અને તારાં મેહેણાંથી છૂંદે છે" આપરથી શકુન્તલા ફરીથી બોલી ઉઠી, "અગર જો મારાપરનો તારો પ્યાર તું તો બિલકુલ વીસરી ગયો છે, તોપણ એક ખાસ નિશાનીથી હું તારો વેહેમ દૂર કરીશ." રાજાએ કહ્યું, "ખરેખર સુંદર યોજના." શકુન્તલા રાજાએ વીંટી આપેલી તે પોતાની આંગળીપરથી કાઢીને તેને બતાવવા જતી હતી. પણ આંગળી તરફ જોતાં તો તે ત્યાં માલમ પડી નહીં! તેથી ઘણીજ શરમાઈ જઇને તેણે ગૌતમી તરફ જોયું, ત્યારે તેણે કહ્યું, "મને લાગે છે કે જ્યારે તું પાસેની નદીમાં પાણીના ખોબલા ભરી સર્વ શકિતમાન ઈંદ્રાણીની સ્તુતિ કરતી હતી તે વખતે તારાથી ગુમ ગઈ થઈ હશે." રાજાએ ત્યારે હસીને કહ્યું, "સ્ત્રીની હાજર જવાબીનો આ એક કેવો મઝાનો દાખલો છે." શકુન્તલાએ કહ્યું, "આ સઘળું જે થયું છે તે પરમેશ્વરની ઇચ્છાથી. એક દિવસ એવો હતો કે વેલાના માંડવામાં તમે બેઠા હતા ત્યારે કમળનાં પાતરાંના દડીઆમાં પાણી ભરીને તમારા હાથમાં તે રાખ્યો હતો, એવામાં

મારૂં બચ્ચાં તરીકે ઉછરેલું હરણુ તમારી પાસે આવ્યું તેને તમે પાણી પીવાડવા માંડયું પણ તેને પીધું નહીં. પછી તે પાણી મેં તમારી પાસેથી લીધું, ત્યારે મારા હાથમાંથી તેણે ખુશી થઈને પીધું. આથી તમે ઘણા તાજુબ થઈ ગયા અને બોલ્યા, "સઘળાં પ્રાણીઓ પોતાનાં સંબંધી પરજ ભરોસો રાખે છે, અને તેમાં વળી એકજ વનમાં તમે બંને જન્મેલાં તેથી વધારે." રાજાએ જવાબ દીધો, "અહા! પોતાની મતલબ સાધવાને માટે સ્ત્રીઓ અસંખ્ય વચનોથી પારકાનું મન હરણુ કરી લેવામાં કેવી હોશિયાર હોય છે?" ગૌતમી બોલી, "આવા અઘટિત શબ્દો બોલશો નહીં. જે તપોવનમાં ઉછરેલાં હોય છે તે છેતરવું કેમ તે તો સમજતાંજ નથી." રાજાએ જવાબ દીધો, "અરે, પૂજ્યબાઈ! અરણ્યનાં પક્ષીઓ પણ વગર શીખવવા છતાં લુચ્ચાઈ બતાવે છે. તેની સાબીતીમાં એટલુંજ કહેવું બસ થશે કે કોયલ પોતાનાં બચ્ચાં ઉડી શકે તે પેહેલાં તેમનું પોષણુ બીજાં પક્ષી પાસેજ કરાવે છે તો પછી જેનામાં સમજ શકિત બક્ષેલી છે એવાં મનુષ્યોની તો વાતજ શું કરવી? જો કે તેઓ વનમાં રહે છે, તોપણ તેમની લુચ્ચાઈ તેમને છોડી દેતી નથી." આથી શકુન્તલા ઘણી તપી જઇને બોલી કે, "અરે રાજા! તારા જેવાં બીજાને ધારે છે કે? એક ઘાસથી ઢાંકી મૂકેલા કુવાના જેવું તારૂં વર્તન છે. તેવા કુવાપર અજાણપણે જે બિચારો ચાલે તેના કેવા હાલ થાય? રાજાએ વિચાર કર્યો કે, "હું પરણ્યો કે નહીં તે તો મને કાંઈ યાદ આવતું નથી, પણ જ્યારે તે ગુસ્સે થઈ જાય છે ત્યારે તેની આંખ્ય કેવી બળતાંના જેવી ચળકે છે!" પછી તેની તરફ જોઇને તેણે કહ્યું, "બાઈસાહેબ! દુષ્યન્તની વર્તણુક તેની રૈયત તરફ કેવી

છે તે તો સૌ કોઈ જાણે છે; હવે માત્ર તમારે તો જોઇને તેનો ખ્યાલ કરવાનો છે.” શકુન્તલાએ જવાબ દીધો, “સારા રાજ્યની શું સાબીતી છે તે તમે સારી પેઠે જાણો છો. હમે નિર્લજ સ્ત્રી જાત તે કેમ જાણી શકીએ. પણ અરે ભલા રાજા, હવે તું તારા રાજની મોજમઝામાં પડયો છે એટલે તેં જો થોડાક પ્યારના શબ્દો મને કહેલા તે તું કદાચ ભૂલી ગયો હશે, પણ હું કંઈ તે ભૂલી ગઈ નથી. હું તો તારી ખરી સ્ત્રી છું, અને મારે તો તારા શિવાય બીજો કોઇજ ધણી છે નહીં અને જોઇએ પણ નહીં. અરે મહારાજ! ફરીથી તું વિચાર કરી જો. જાણી જોઇને કોઇને ઠગવું એ મોટું પાપ છે. જે જૂઠું બોલે છે તે આ દુનિયાને પણ લાયક નથી અને આખરે તેનો નર્કમાં વાસ થાય છે. જે માણસ છાનાંમાનાં જૂઠું બોલે છે તે કદાપિ તેના જાતિભાઇની જાણમાં આવતું નથી, પણ તેનું જૂઠાણું છુપું પણ રહેતું નથી. સર્વજ્ઞ અને સર્વવ્યાપક પરમેશ્વર તેમજ સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, પૃથ્વી અને પાણી એ સઘળાં રાતદિવસ તે જૂએ છે અને એક દિવસ તેની સામા પ્રમાણિક સાક્ષિભૂત તરીકે ઉભાં રહેશે અને મહા અદલ ઈનસાફી ઈશ્વર તેને સજા કરશે; તેટલા માટે જૂઠાણાં કરતાં બીજું કંઈ વધારે મોટું પાપ નથી. માટે હે રાજાધિરાજ, તે ગુનો તું કરીશ માં. હું તારી પતિવ્રતા સ્ત્રી છું, માટે તું મને નાકબુલ કર નહીં. પત્ની એ પોતાના પતિની અર્ધાંગના છે અને તેની સહાયથી સઘળા સદ્ગુણો તે શીખે છે. મહારાજ, સઘળાં શાસ્ત્રોમાં તું ઘણો પ્રવીણ છે માટે તું મને નાકબુલ કર નહીં. કારણ કે, તેમ કરવામાં તો કદાચ તું તારા ભવિષ્યમાં થનાર છોકરાને પણ કબુલ રાખશે નહીં.”

આ સઘળું સાંભળ્યાં છતાં પણ રાજાને ખાત્રી થઈ નહીં કે તે તેની ભાર્યા છે. તેથી તેણે જવાબ દીધો, "આવાં કપટી જૂઠાણુંથી વળી કેમ મને છેતરવાનો પ્રયત્ન તું કરે છે? હું તો તારે વિષે કંઈ જાણતો નથી."

**ગૌતમી**એ કહ્યું, "અરે જુવાનીઆ, તારૂં હૃદય વજ્રના જેવું કઠણ છે. આ કુલિન ખૂબસુરત સ્ત્રીને તેં ઠગી છે અને હવે તેનાપર તું દયા લાવતો નથી?" આથી **શકુન્તલા** બે હાથે પોતાનું મોં સંતાડીને રડી. **શારંગરવે** કહ્યું, "અરે રાજા, સાંભળ, વધારે ખાલી પંચાત કરવામાં કંઈ માલ નથી. હમારા પ્રતાપિ ગુરૂની આજ્ઞા પાળવાને હમે તો બનતી કોશીશ કરી, પણ હમે તો હવે થાકયા. તારી મરજીમાં આવે તો તું એને તારી સ્ત્રી ગણીને રાખ ને નહીં તો કાઢી મૂક." **ગૌતમી**એ પણ આવીજ મરજી બતાવી અને "ચાલો" કહીને જવાની તૈયારી કરતાં હતાં.; એટલામાં **શકુન્તલા**એ કહ્યું, 'અરેરે આ રાજાએ તો મને મારી આશામાં નિરાશ કરી અને હવે તમે પણ મને છોડીને ચાલ્યાં જાઓ છો!' એમ કહી તેની પાછળ જતી હતી. ત્યારે **ગૌતમી**એ પાછા ફરીને કહ્યું, "**શારંગરવ**, **શકુન્તલા** આપણી પાછળ આવે છે. તેના નિર્દય ધણીએ તો તેને નાકબુલ કરી છે, હવે તે બિચારી અભાગીએણ શું કરશે? અરે ખરેખર એ કઠણ હૈયાનો! કેવી ઘાતકી વર્તણુક! આ શબ્દ સાંભળી **શકુન્તલા** ધ્રુજવા લાગી, તેને **શારંગરવે** કહ્યું કે, "જો રાજા કહે છે તેમજ તું હોય, તો પછી હમારે તારી સાથે વધારે કાંઈ કામ નથી; પણ તને ખાત્રીજ હોય કે તું તેની ખરી સ્ત્રી છે, તો અહિંઆં તું તારા ધણીનાજ ઘરમાં ચાકર તરીકે પણ રહે, અને તેમાંજ સુખ માની લેજે. હવે અમે

જઇએ છીએ.” ત્યારે રાજાએ કહ્યું, “અરે યોગીઓ, તમે એને અહીંઆં મૂકીને કેમ ચાલ્યા જાઓ છો?” શારંગરવે ફરીથી કહ્યું, “મહારાજ, જે સઘળું બન્યું હોય તે કોઈ પણ કારણને લીધે તમે ભૂલી ગયા હો, તોપણ તમે તમારી સ્ત્રીને કેમ તજી દો છો?” રાજાએ જવાબ દીધો, “આ બધું ખરૂં છે કે ખોટું તે તો તમે જાણો, પણ આવી સન્દેહવાળી વાતમાં શું કરવું તે હું તમનેજ પૂછું છું કે શું હું તેને ભૂલી ગયો છું કે તે જૂઠું બોલે છે?” કુળગોરે તે વખતે પોતાનો મત આપ્યો અને કહ્યું, “એનો આ પ્રમાણે નીવેડો આણવા દો; તે એજ કે તેને બચ્ચું અવતરે ત્યાં સુધી અહિંઆં રહેવા દો.” રાજાએ પૂછ્યું, “કેમ?” ગોરે જવાબ દીધો કે, “રાજ્યવંશી સઘળી નિશાની અને સદ્ગુણોથી ભરપૂર એવો કુંવર તેને થાય અને તેનામાં આ સઘળાં ચિન્હોં જો હશે, તો યોગ્ય માનસહિત શકુન્તલાને તમારા જનાનામાં લાવવી, નહીં તો તેને તેના બાપને ઘેર મોકલી દેવી.” રાજાએ કહ્યું, “તમારી જો એવી મરજી છે તો તેમ કરો.” પછી ગોરે ઉઠીને શકુન્તલાને કહ્યું, “બેટા, ચાલ મારી સાથે.” ત્યારે શકુન્તલા બોલી ઉઠી, “અરે ધરતી માતા! તું તારૂં પેટ ખોલ મને તેમાં સમાવી દે!” આટલું કહીને શિષ્યો, ગૌતમી અને ગોરની સાથે રડતી રડતી ત્યાંથી ચાલી તેઓ બધાં ગયાં, પછી રાજાએ મનમાં વિચાર કીધો કે, “મેં કદાચ એ છોકરીને અગાઉ જોઈ પણ હોય તોપણ હું તેને પરણ્યો છું કે નહીં તે કંઈ મને યાદ નથી; પણ ખરેખર આ બધાંથી મારૂં અન્તઃકરણ એટલું બધું દુખાયું છે અને મને લાગે છે કે તે કદાચ ખરી હોય.” આ વિચારમાં ને વિચારમાં તે સૂઈ ગયો.

રાજા આવા વિચારમાં ગરક હતો એવામાં ગોરે આવીને કહ્યું, "મહારાજ, શકુન્તલા પોતાના હાથ ઉંચા કરી રડતી હતી એટલામાં આકાશ માર્ગેથી એક દિવ્ય શરીરધારી સ્ત્રી આવી તેને અપ્સર તીર્થમાં ઉપાડી ગઈ અને પછી અદૃશ્ય થઈ ગઈ. આ વાતથી સર્વને ઘણીજ નવાઈ લાગી. રાજા પણ અનેક વિચારમાં લીન થઈ ગએલો હતો અને વિચારતો હતો કે એ સ્ત્રીના સાથે હું પરણ્યો હતો કે નહીં અને વીંટી ભેટ દાખલ આપેલી હતી કે નહીં તે કાંઈ યાદ આવતું નથી પણ મારૂં અન્તઃકરણ આવી વાત કદી બની હોય એમ સાક્ષી પૂરે છે. પરંતુ ખરી હકીકત દુર્વાસાઋષિના શ્રાપને લીધે યાદ આવતી નહોતી.

એક દિવસ જ્યારે રાજા ઇનસાફની ગાદીએ બેઠો હતો ત્યારે એક માણસને બંને હાથ બાંધીને કોટવાલ અને પોલીસનો એક સિપાઈ મારતા મારતા રાજાની હુઝુરમાં લાવ્યા અને તેને એમ પૂછતા પૂછતા આવ્યા કે, "અરે, હરામખોર! હીરાથી જડેલી અને રાજાના નામવાળી વીંટી તું કયાંથી લાવ્યો તે કહે? એ વખતે તે માણસ બૂમ પાડતો હતો કે, "ઓ રાજાસાહેબ, મને છોડાવો છોડાવો, હું ગુનેગાર નથી; તે ઉપરથી સિપાઇએ પૂછ્યું, ત્યારે તું શું એક ઉંચી જાતનો બ્રાહ્મણ છે કે જેને લીધે તને રાજાએ એ વીંટી દક્ષિણામાં આપી હોય? તેનો તેણે જવાબ દીધો કે હું તો જાતે માછી છું અને એ ધંધો કરીને મારાં કુટુંબનું ગુજરાન ચલાવું છું. એક દિવસ મેં એક માછલી પકડી, અને તે વેચવાને માટે હું તેના કકડા કરતો હતો; તે વખતે તેની અંદર મને આ સુંદર વીંટી માલમ પડી, હું અહિંઆં આવ્યો અને એક ખરીદદારને બતાવતો હતો તે વખતે મને પકડીને બાંધી લીધો. આટલુંજ મારે કહે-

વાનું છે, માટે હવે નજરમાં આવે તો મને મારો કે બચાવો." આ સાંભળીને કોટવાલે તે વીંટી લઇને સુંઘી જોઇ, અને કહ્યું, "અહા! આ વીંટી ખરેખર માછલીમાંનીજ છે, કારણ કે, તેમાં તેનીજ વાસ આવે છે, માટે આ માણસને માફી આપવી જોઇએ પણ ચાલો સઘળા ઈનસાફની કચેરીમાં. આટલું કહીને સિપાઇને બારણા આગળ ઉભા રહેવાનું કહ્યું અને પોતે અંદર જઇને રાજાને પેલી વીંટી બતાવીને તેનો સઘળો હેવાલ કહ્યો, તે તેણે એકદમ પારખી કાઢી, અને કહ્યું "એ તો મારી વીંટી છે." એને પછી તરતજ **શકુન્તલાએ** કહેલી સઘળી વાત ખરી છે એમ તેને યાદ આવી ગયું. થોડીક વાર સુધી તો તે આકુળવ્યાકુળ થઈ ગયો, પણ તરતજ તે ઠેકાણે આવ્યો, અને વીંટી પોતે લઇને તે માછીને તેની કીંમત જેટલો શરપાવ આપ્યો.

રાજાએ તે દિવસે રાજ સંબંધી કાંઈ કામ કર્યું નહીં, અને પ્રધાનને કહાવી મુકયું કે, જરૂર પડે તો લખીને પૂછાવજો. એમ કહી પોતે પોતાના મિત્ર સાથે આખો દિવસ **શકુન્તલા** સંબંધે વાતજ કર્યા કરી, અને પોતાના હાથમાં આવેલું આવું રત્ન ગુમાવ્યું તે માટે અત્યંત દિલગીર રહ્યો. એવામાં પ્રધાને પૂછાવ્યું કે આ નગરનો ધનમિત્ર નામનો વેપારી જે જળમાર્ગે પરદેશ સાથે વેપાર કરતો હતો તે વહાણ ભાંગી જવાથી અપુત્ર મરણ પામ્યો છે; માટે તેના દ્રવ્ય ઉપર રાજાનો હક પહોંચે છે તો શું કરવું? રાજાએ તપાસ કરાવી તે ધન વેપારીની સ્ત્રી અને દીકરીને આપવા હુકમ કર્યો. પણ પોતે અપુત્ર છે એવું સાંભરી આવતાં વળી **શકુન્તલા** યાદ આવી, તે ગર્ભવતી હતી તેથી પોતે પુત્રવાળો થાત આવું આવું યાદ કરી



સર્વદમન સિંહશિશુ.

પોતાનો વખત શોકમાં ગાળવા લાગ્યો. એવામાં ઇંદ્રના સારથી **માતલિએ** આવી હાથ જોડી વિનંતી કરી કે, હે પ્રતાપી રાજા, **દુર્જય** જાતિના રાક્ષસો ઇંદ્ર મહારાજને પીડે છે, અને તમે તેને હરાવી શકશો એમ ભવિષ્ય કહેલું છે, તો તમો આવો ને જય કરો. રાજા પોતાનો કારભાર પ્રધાનને સોંપી પ્રજાનું સારી રીતે પાલન કરવાનું કહેવડાવી એકદમ રાક્ષસો ઉપર ચઢી ગયો. રાક્ષસોનો સંહાર કરી ઇંદ્ર રાજા પાસે રજા માગવા જતાં ઇન્દ્રે સારૂં સન્માન કર્યું, ત્યાંથી ઇંદ્રના રથમાં બેસી સારથી **માતલિ** સાથે પોતાના રાજ્ય તરફ આવવા નીકળ્યો. રસ્તામાં આકાશમાંથી દેખાતી સૃષ્ટિની શોભા વિષે **માતલિ** જોડે વાતો કરતાં કરતાં હેમકૂટ પર્વત જણાયો ત્યાં રહેતા **મારીચ** મુનિનાં દર્શન કરવાની ઈચ્છા થતાં તે તરફ રથને હંકાર્યો. આશ્રમ પાસે આવતાં બન્ને જણા રથમાંથી નીચે ઉતર્યા. સારથી **માતલિ**, રાજાના આવવાની ખબર કહેવાને **મારીચ** ઋષિ પાસે ગયો અને **દુષ્યન્ત** એકલો અશોક વૃક્ષ નીચે આરામ લેવાને બેઠો. માણુસને કોઈ મોટો લાભ થવાનો હોય છે ત્યારે કુદરતી રીતેજ આનંદ થાય છે તેમ રાજાને પણ થયું. તેને જમણો હાથ ફરકવા લાગ્યો એટલે વિચારવા લાગ્યો કે અરે, હું તો મારી **શકુન્તલા** વગર દુઃખીજ છું તો મને આજે એવો તે કયો લાભ થવાનો હશે કે આ શુભ શુકન થાય છે. શું મેં ભૂલથી તજી દીધેલી **શકુન્તલા** પાછી મળશે? આવા વિચારમાં હતો એવામાં પાછળથી અવાજ આવ્યો કે, "મસ્તી કર નહીં, તું તો તારી જાતપર જાય છે." આ અવાજથી રાજા ચોંકયો; પાછું ફરીને જુએ છે તો એક છોકરાએ સિંહના નાના બચ્ચાંને પકડેલું છે અને બૂમ પાડે છે કે, "હે સિંહ,

ઉઘાડ તારૂં મ્હોં, મારે તારા દાંત ગણુવા છે.” પાસે ઉભેલી એ તપસ્વી સ્ત્રીઓ તે બાળકને સમજાવે છે પણુ છોકરો માનતો નથી. એટલે તપસ્વી સ્ત્રીએ બૂમ પાડી કે, “રે કોઈ હોય તો આવો ને આ સિંહના બચ્ચાંને છોડાવો.” રાજાને પાસે જવાનો આ સારો પ્રસંગ મળ્યો, કારણુ કે, છોકરાને જોતાંજ તેને સ્વાભાવિક સ્નેહ ઉત્પન્ન થઈ આવ્યો હતો અને મનમાં બોલતો હતો કે, “અરે આવો દિવ્ય કાન્તિવાળો પુત્ર જેને હોય તે પિતા કેવો ભાગ્યશાળી કહેવાય! દુષ્યન્તે પાસે જઇને બાળકના હાથમાંથી તે બચ્ચાંને છોડાવ્યું. દુષ્યન્ત અને બાળક જેનું નામ **સર્વદમન** હતું તે બન્નેનો મળતો આવતો ચહેરો જોઇને તથા હઠીલા **સર્વદમને** આવા અજાણ્યા માણુસનું કહ્યું માન્યું એ બનાવથી તપસ્વિનીઓને આશ્ચર્ય લાગ્યું. **દુષ્યંત** તો બાળકને સ્નેહપૂર્વક રમાડતો હતો અને પોતે પોતાના મનથી અપુત્ર ગણુતો પણુ પુત્રવાનના જેટલા સુખનો અનુભવ કરતો હતો. એટલામાં વળી બીજો પ્રસંગ બન્યો. **સર્વદમન**ના જન્મસંસ્કાર કરતી વખતે ભગવાન્ **મારીચે** તેને રક્ષા બાંધી હતી. એ રક્ષામાં એવો ગુણુ હતો કે તે નીચે પડી જાય અને તે **સર્વદમન** પોતે અથવા તેનાં મા-બાપ સિવાય બીજું કોઈ ઉંચકે તો તેનો સર્પ બની જાય અને ઊંચકનારને કરડે. આવા બનાવો બની પણુ ગયા હતા. ભાગ્ય યોગે આ વખતે રક્ષાબંધન પડી ગયું અને **દુષ્યંતે** તે ઊંચકી લીધું. તે જોઇને તપસ્વિનીઓ બૂમ પાડી ઉઠી પણુ તે સર્પના રૂપમાં બદલાયું નહીં એ પરથી વિચાર કરતાં તે રાજા **દુષ્યંત** હશે એમ ખાત્રી થઈ તેથી આ શુભ ખબર **શકુંતલાને** કહેવા માટે એક તપસ્વિની દોડી ગઈ. રાજાએ **સર્વદમન**ને બાથમાં લીધો અને કહ્યું,

બેટા, મને તારી મા પાસે તેડી જા. **સર્વદમને** પોતાની તોતડી વાણીમાં કહ્યું, તમે મારા બાપ નથી. મારા બાપ તો **દુષ્યંત** છે. આમ ગમ્મત કરતા હતા તે વખતે **શકુન્તલા** રક્ષાબંધનની વાત જાણી ત્યાં દોડી આવી; **દુષ્યંત** તેને પગે પડચો અને અપરાધની ક્ષમા માગી. સર્વજણાં **મારીચ** ઋષિ પાસે ગયા તેણે આશીરવાદ આપ્યો અને **દુર્વાસા** ઋષિના શ્રાપને લીધે વીંટી ખોવાઈ, અને રાજાએ **શકુન્તલાને** ઓળખી નહીં એ બધી વાત કહી સંભળાવી સર્વના મનની શંકા ટાળી. કુણ્વઋષિને પણ **મારીચ** મુનિએ એક શિષ્યને અન્તરીક્ષ માર્ગે મોકલી ખબર કહાવી તેથી તેઓ પણ ત્યાં આવ્યા. આશ્રમમાં આનંદ છવાઈ રહ્યો. ઋષિઓનાં અનેક શુભ આશીર્વચનો તથા શુભ સલાહ લઈ **દુષ્યંત** રાજા **શકુંતલા** તથા **સર્વદમન** સાથે પોતાની રાજધાની તરફ ગયો. આ વાતની જાણ થતાં ઘેર ઘેર ધવળ મંગળ ગવાવા લાગ્યાં અને પ્રજા હર્ષઘેલી બની ગઈ.

**શકુંતલા**, રાજાની ઘણી માનીતી થઈ પડી અને પોતાનો વખત ઘણાં સુખમાં કાઢચો. તેનો સ્વભાવ ઘણોજ સારો હતો અને તેને કુણ્વ ઋષિએ એવી તો સારી કેળવણી આપી હતી કે, તેનામાં હુંપદનો તો અંશજ નહોતો અને તે પોતાના સ્વામિની ખરા દિલથી સેવા બજાવતી હતી, તે કદી ઉંચે સાદે બોલતી નહીં તેની સારી બુદ્ધિથી રાજાનાપર એટલી તો અસર થઈ ગઈ કે સઘળી અગત્યની બાબતોમાં તે તેની સલાહ લેતો હતો.

**શકુંતલાને** જે ઘણો કાન્તિવાન અને બલવાન પુત્ર થયો હતો તેનું નામ રાજાએ **ભરત** પાડચું. તેને ઘટીત કેળવણી આપી જેથી તેનામાં અલૌકિક ડહાપણ જણાવા

માંડ્યું. ધીમે ધીમે ઘણો પ્રવીણ અને પુખ્ત ઉમરનો થયો એટલે દુષ્યંત રાજાએ પોતાના રાજ્યનો સઘળો કારભાર ભરતને સોંપ્યો અને પોતે શકુન્તલાને લઇને કણ્વ ઋષિના આશ્રમમાં ગયો.

ભરતે પોતાનું રાજ્ય ઘણી સારી રીતે ચલાવ્યું, બીજાં ઘણાં રાજ્યો જીતી લીધાં, ઘણાં ધર્મદાન કર્યાં અને પોતે ઘણો પ્રખ્યાતિ પામ્યો. એ પરથી એના વંશનું નામ "ભારતવંશ" પડ્યું અને તે પરથી આપણા દેશનું નામ ભરતખંડ પડ્યું એમ કહેવાય છે.



મુંબઈ:—ખેતવાડી બેકરોડ, ઘર નં. ૧-૨ અને ૩ માં "તત્ત્વવિવેચક" છાપખાનામાં રા. શ્રીધર વિષ્ણુ કામત એઓએ છાપ્યું તથા મગનલાલ નવનીતરામ દિવાને ગીરગામ અમૃતવાડીમાં પ્રગટ કર્યું.